

# પાર્વતિ વિલાસ.


રચનાર તથા પ્રસિદ્ધ કરનાર.

પેન્શનર માસ્તર. લક્ષ્મીશંકર પુરૂષોત્તમ પંડયા.

માતર જીલ્લે ખેડાના.



સંવત. ૧૯૬૦ ઈ. સ. ૧૯૦૪



અમદાવાદ.



"વિજય પ્રવર્તક" પ્રેસ.

# પાર્વતિ વિલાસ.

રચનાર તથા પ્રસિદ્ધ કરનાર.

પેન્શનર માસ્તર. લક્ષ્મીશંકર પુરૂષોત્તમ પંડયા.

માતર જીલ્લે ખેડાના.

સંવત. ૧૯૫૦ ઇ. સ. ૧૮૦૪

અમદાવાદ.

# અર્પણ પત્રિકા.

## શાર્દુલવિક્રિડિત છંદ.

રાખોછો અતિ પ્યાર આપ નિતિનો વૃત્તિ સદા સત્યની,
ધારો છો નિજધર્મ જૈન્યજતણો પ્રિતિ રૂડાં કૃત્યની;
ભાખો છો ભલુ વેણ વદનથી પુરૂ તમો પાર્વતિ,
પાળો છો પરિપુર્ણ પ્યાર ધરીને નાન્પેન દેખું નીતિ.
તેમાં તે થકી અતીંજ વધતો પ્યાર પ્રતિ દિવસે,
રહેવા હું જ હમેશ તમને અર્પણ કરૂ એ ચીશે;
લક્ષ્મીશંકર લેખમાં લખી કરી વાંચો વડા હેતથી,
મારે ગ્રંથ ગણી ઘણોજ ખપનો અર્પુ પૂરા પ્રેમથી.
અંગિકાર કરી તમેજ અમને સોંપો સદા સ્નેહથી,
પ્રિતિમાં પ્રતિ દિવસે અધિક કરો માગુ મુખે એહજી;
અર્પોજી કહુ એટલું હજુ નહિ ત્રાતા જગતના સમે,
જુચું છું તમ આગળે કરગરી આરોગ્ય આપો તમે.

---

### દોહરા.

પાર્વતિ પોતે સ્વીકારીને અર્પો મૂન્યમ હાથ;
મૂન્યમને કહે મહામતિ સોંપો મિત્ર સનાથ. (૧)

( કર્તા શેઠાણીને અર્પણ કરે છે તે સ્વિકારી શેઠાણી મૂન્યમને અને મૂન્યમ પોતાના મિત્રને અર્પણ કરેછે.

# મૂન્યમ પ્રત્યે અર્પણ પત્રિકા.

## દોહરા.

પુરૂષે ઉત્તમ જે થયા, નામે પુરૂષોત્તમ;
નરમાં નર ઉત્તમ થયા, નામે નરોત્તમ. ૧
ઉત્તમથી ઉત્તમ થયા, ઉત્તમ કીધાં કાજ;
પંથ પકડયો ઉત્તમ સહી, વધી લક્ષધા લાજ. ૨
સેવા કીધી સો ઘણી, પોતે પુરૂષોત્તમ;
વિવેકી વૈષ્ણુવ છો તમો, મોટાછો મૂન્યમ. ૩
શેઠ તણું શુભ ઇચ્છવા, કરોજ કાર્યો જેહ;
માથું જતે મૂકો નહિ, દુર કરી નાખો દેહ. ૪
લક્ષણુ જોતાં લેખીઆં, સત્યતણા સંગાથ. ૫
અરપણુ આ પુસ્તક કરૂં, આણી હરખ તમ સાથ;
વ્હાલ કરી વાંચો સદા, સદગુણુ ભેળી સમેત. ૬
મિત્ર મેળાપી છે ઘણા, જોયા મેં જેભાઇ;
નરોત્તમના તનુજએ, ભલા જાણુ બે ભાઈ. ૭
પ્રાકટીસીંગ સ્કૂલથી પધારિયા, સેવામાં સહસાજ;
માટે પુરૂષોત્તમ પ્રિતે કરી, અર્પો પુસ્તક આજ. ૮

લી. ગ્રંથકર્તા.

# પ્રસ્તાવના.

પ્રાચિન તેમજ અર્વાચિન ગ્રંથો પરથી માલુમ પડે છે કે, આ દુનિયાપર જે જે મહાન પુરૂષો અગર સ્ત્રીઓ નીપજે છે, તેમના મહત્‌કાર્યનું વિવેચન તેમના નામને અમર કરવાના હેતુથી વિદ્વત્‌જનો કરતા આવેલા છે. કારણ કે પુસ્તક વડે કરીને જેવાં તેમનાં નામ અમર રહે છે, તેવાં બીજા કોઇપણ ઈલાજથી રહેતાં નથી. કદાપિ કોઈ સખસો પોતાની યાદગીરીને માટે, વખતે પોતાના નામથી વાવ, કુવા, ધર્મશાળા, દવાખાનાં, વગેરે મકાનો બંધાવેછે. તો તે ઘણે દરજે વખાણવા લાયક અને તેમના નામને કેટલાક વર્ષો પર્યંત હયાતીમાં રાખનારૂં સાધન છે ખરૂં, પણ સદરહુ નિશાન વડે કરીને થઈ ગએલા મહાજનના ગુણદોશ તેમજ ચારિત્ર વિગેરેનું જ્ઞાન કિંચીત માત્ર પણ મજકુર મકાન જોવા પરથી થઇ શકતું નથી. એટલુંજ નહી પણ તેઓને જે કંઇ કરાવેલું કામ, મકાન, વિગેરેનું જેટલા દિવસ સારી હાલતમાં રહેશે, ને ટકી શકશે; ત્યાં સૂધીજ તેઓનું નામ હયાતીમાં રહેશે. બાદ કેટલીક મૂદતે જીરણ થઇ નાશ પામશે. તેની સાથેજ મજકુર મહાન પુરૂષનું નામ પણ લય પામશે. સબબ પ્રખ્યાતિને પામતા, મહાનજનનું નામ હમેશાં યાદગીરીમાં રહેવાનો સૌથી સરસ ઉપાય એ છે કે તેમના કરેલા

મહતકાર્યનું વિવેચન પુસ્તક મારગે બહાર પડેલું હોય તો પુસ્તકની હજારો નકલો એકદમ લય પામતી નથી. તેવીજ રીતે મહાન્જનનું નામ તથા કામ તેમજ સદ્ગુણ પુસ્તક માર્ગે બહાર પડેલા જોઇ વાંચી પાછરની ઉછળતી પ્રજા તેમનો દાખલો દીલ સાથે લઇ કદાપિ તેવાં કામો કરવાને વખતે હીંમત ધરાવે છે. તેમ ધારી હાલમાં પ્રખ્યાતીને પામેલા સખાવત બહાદુર શેઠાણી. પાર્વતિબાઇના નામને તેમજ તેમના સૂનિતિના તથા પરોપકારી કામને અમર કરવાના ઇરાદાથી આ પાર્વતિ વિલાસ નામનું લઘુ પુસ્તક મેં મારી અલ્પમતિ પ્રમાણે તૈયાર કરેલું છે કે જેની અંદર ઘણો ખરો નહી તો તમામ ભાગ કવિતામાં રચેલો છે. પરંતુ આ મારો પ્રથમનો પ્રયત્ન છે, તેમજ પીંગળ વિગેરેનો અભ્યાસ પણ જોઇએ તેટલો કરેલો નથી, તોપણ બનતા સુધી કવિતાના નિયમને અનુસરીનેજ ચાલેલો છું. તેમ છતાં કોઇ જગોપર થએલી ભૂલ વાંચનાર સજ્જનોના જોવામાં આવે તો લે સૂધારી વાંચવાને તસ્દી લેશો, એવી આશા રાખુંછું.

લી. કર્ત્તા.

# વાંચનારને સૂચના.



## કુંડળિઆ.

પુસ્તક આ પ્રેમે કરી, વાંચો મારા વિર,
બળ બુદ્ધિ ચતુરાઇને, ધરો આણી મન ધિર;
ધરો આણી મન ધિર, વીર થઇને વડરથ રાખો,
દુઃખી જનનાં અતી દુઃખ, દાન દઈ કાઢી નાંખો;
કહે કવિ લક્ષ્મીરામ, રામજી તે પર રાચે;
જે જન આણી હેત, પુસ્તક આ પ્રેમે વાંચે. ૧
પ્રેમે આ પુસ્તક કદી, નર વાંચે જો નેટ,
ધર્મ ધરે ધનવંતનો, બજંગ્યો બાહાદુર શેઠ;
બજંગ્યો બાહાદુર શેઠ, ખેડીએ ખોટ ખઇને,
ભરીયાં પામર પેટ, ખાસ મન ખુશ થઇને;
દાખલો લઈ દીલ સાથ, કાજતો તે જન કરશે,
કહે કવિ લક્ષ્મીરામ પ્રેમે પુસ્તક ઉચરસે. (વાંચશે) ૨



# પાર્વતિ વિલાસ.

## સ્તુતિ.

### દોહરા.

પ્રથમ નમું ગણુ નાથને, માગુ એક પસાય;
સિદ્ધિ આપો સારદા, વાણી વિમળજ થાય. (૧)
વાણી વસમું કાર્ય છે, જાચુંછું જગરાય;
પુન્ય પ્રભાવે પાર્વતિ, વિલાસ વિકટ ન થાય. (૨)
વંદન કરવે વાણી તો, વચળી ન જાવે વાટ;
આદ્યશક્તિ આરાધીએ, તુજને તો તે માટ. (૩)
આશ્રય આપો આઈજી, સેજે સિંધુ તરાય;
કળા ન જાણું કવનની, તદપિ કાવ્ય કરાય. (૪)
અરપો માડી એટલું, ભજું ધરીને ભાવ;
દયા કરો દિન દાસપર, તારો તુટયે નાવ. (૫)

---

## जैन्य स्तुति.

अशोक वृक्षं सुर पुष्प वृष्टि,
दिव्य ध्वनि चामर मास नंच;
भामंडळं दुंदमी रात पत्रं,
सत प्राप्ति हार्याणि जिनेश्वराणां ॥ ॥१॥

ओंकार बिंदु संयुक्तं ।
नित्य ध्यायंति योगिनां ॥
कामदं मोक्षदं चैव ।
ओंकाराय नमोनमः ॥२॥

---

## દોહરા.

[1]મુંબઇમાં મોટું ઘણું, ગરવી ગુર્જર માંય;
ખેડા જીલ્લે ખોળતાં, મણિમય માતર જ્યાંય. (૧)
મણિમય માતર ગામછે, [2]વામે વાત્રક તિર;
વસે વિવેકી વાણીઆ, અનમી વસે અમીર. (૨)
મેડી માળ અટારીઓ, દુકાનનો દેખાવ;
શાહેર સમાને શોભિતો, ઘણો જુઓ ગરકાવ. (૩)
કસબો છે એ કારમો, ફોજ તણા ફોજદાર;
મામ્લતદાર મોટા વસે, સૂરા વસે સરદાર. (૪)
દેવળ શોભે દોદશે, વાજે ઘંટ ઘડીઆળ;
નિર્ભય નોબત વાજતી, ગુણીજન ગાય રસાળ. (૫)
શિવાલયો શોભે ઘણાં, માતાજીના મહેલ;
દર્શનથી દુઃખ જાય છે, શેવકને મન સહેલ. (૬)
રક્ષણ રાય રણછોડનું, અંબા છે નહિ અજાણ;

---

૧. મુંબઇમાં એટલે મુંબઇ ઇલાકામાં ૨. વામે=ડાબે.

માંહે બિરાજે મહા પ્રભુ, વાલા વૈશ્નવ જાણ. (૭)

---

## કુંડળીઓ.

વૈશ્નવમાં વીરા ઘણા, ખડાયતામાં ખોળ;
દેસાઇમાં દાતાર છે, મળે ન તેની તોલ.
મળે ન તેની તોલ, માતા પુરીમાં માઝા;
છાપ તિલક ધરનાર, મળે જન જોતાં ઝાઝા.
પણ વડામાં વડો વૈશ્નવ જુઓ, મારથી મોહનલાલ છે;
સૂત મોટો મિઠાલાલનો, વૈશ્નવમાં ઘણો વાલ છે. (૧)

## દોહરા.

જેની સખાવતે સીમા નહિ, ડહાપણમાં દરિઆવ;
ભક્તિમાં ભરપૂર છે, ગુણ તણો ગરકાવ. (૧)
ઇલકાબે ઓછો નહિ, રાજે રૂપ ગુણ મઘ;
શાંતીમાં છે સો ગણો, સદગુણી છે સઘ. (૨)
અનુક્રમે ભાઇલાલ છે, દેસાઇમાં દાતાર;
મર્હુમ માણેકલાલ નો, પુન્યવંતો પરિવાર. (૩)
પ્રતાપી પાનાચંદ હવા, મર્હુમ માજીલાલ;
સુત જુઓ સોહામણા, વડા વકીલ છે હાલ. (૪)
હાલ જુઓ અજુભાઇના વલભભાઇનું વહાલ;
સમજુને શાણા ભલા, મથુરસુત માણેકલાલ, (૫)

કઈક વકીલો કારમા, કઈક શુરા સરદાર;
મામલતમાં મોટા ઘણા, વર્ણન કરતાં વાર. (૬)
વિજભાઈનું વર્ણન કરૂં, કે મગનલાલનું માત્ર;
એક એકથી અનમી ઘણા, વ્રજભુખણ જામાત્ર. (૭)
શાંત સ્વભાવે શોભિતા, વૈષ્ણવમાં વડીવાર;
ભેદ નહી ભગવંતમાં, તુટે ન તાર લગાર. (૮)
સાંકરલાલ શુરા થયા, પ્રભુદાસના પુત્ર;
મૂળજીસુત મોહન તણું, ઘણું શોભે ઘરસુત્ર. (૯)
આદ્ય સોહાગી શેઠીઆ, વિગતે લખતાં વાર;
લક્ષપતિ એ લોક છે, દિલ જેનાં દાતાર. (૧૦)
વસ્તી વર્ણું અરાઢની, પટલ પ્રમુખે આણ,
ખડકીમાં ખોળી જુઓ, લાયક લેવા જાણ. (૧૧)
લલુભાઇ લાયક ઘણા, પીતા ભલા ભગવાન;
કાજ કરી કંઇ કારમાં મેળવ્યું મોટું માન. (૧૨)
મથુરભાઈ મારથી થયા, શવદા કેરા સુત;
મુખીપણું મન માનતું, કર્યું જોડીને જુત. (૧૩)
રણસુર રામાભાઈ જુઓ, મુખી થયા મહેરાણ;
શંકરભાઈ શુરા થયા, પુંજાભાઈના પ્રાણ. (૧૪)
નાથાભાઇ નિર્દોષ છે, ગંગાદાસનું જ્ઞાન;
કિશોર સુત કાજુ થયા, ગલાભાઇ ગુણવાન. (૧૫)

---

ભેદ=જુદાપણું.

આદ્ય પટલ અનમી ઘણા, ગુણવંતા ગંભીર;
ખેતીતો ખાંતે કરે, શરીર નમે નહિ શીર. (૧૬)
અહાં થકી આગે ગયો, આણી મન ઊલ્લાસ;
દીઠો તવ દ્રષ્ટિ થકી, વડો [1]શરમાળી વાસ. (૧૭)
વર્ણનતો વસ્તી તણું, કરતાં કાળજ જાય;
તોપણ તલનો તેરમો, ભાગ ભલો નવ થાય. (૧૮)
માટે મનની મનમાં, રાખીને આ વાર;
આગળ દીઠો આદરૂં, વસ્તી તણો વિસ્તાર. (૧૯)

---

## ભૂજંગી.

હવે વર્ણવું આજ દીઠું મેં આજે, વિવેકી જનોને સૂણી મીસલાગે
લઘુચોક મૂકીનેચૌટાથી ચાલ્યો, વડા ચૌટડાનોપ્રિતે પંથ ઝાલ્યો.
ગયો ચોક મૂકીને ચૌટાની માંહે, ભરાવોભલો જૈન્યનો દેખું ત્યાંહે;
ભલીતેમનીરીતને ભાત ભાળી, ભલાંભાળીઆં હાટ ચૌટાને જાળી.
છજાંને જરૂખાં અતિ રમ્ય છાજે, વણિકો વિવેકી તે મધ્યે બિરાજે;
ભલા તેમના કાર વહેવારભાળું, દિલે દેખી આદુઃખી પરતે દયાળુ.
વળી દેશવિદેશથી માલ લાવે, ખપી જાય જ્યારે વળી દેશ જાવે;
અહોનીશ એવાં કરે કૃત્ય મોટાં, કઇ રીતથી કૃત દેખું ન ખોટાં.
દલાલે દીઠા દોટ દેતા વેપારી, ભલી ભાતની ભીડ ભાળું બજારી;
વળીખાંતથીખ્યાલજોવાસિધાવ્યો, દીઠુંદિવ્યદેરાસરેજ્યાંહીઆવ્યો

---

૧. શ્રાવક.

## દોહરા.

દિવ્ય દેરાસર દેખીને, પેઠો આણી પ્રીત;
સુમતિનાથ સેવા થકી, પાપી થાય પુનિત. (૧)
સુમતિનાથ સોહામણો, દેરાસર છે દિવ્ય;
શોભા તેની શું કહું, પામર પાપી જીવ. (૨)
સાચા દેવ સૌકો કહે, એમનું ઉર્ફે નામ;
બેઠક બાવન દેરીની, મોટો જુઓ મુકામ. (૩)
વિદેશમાં વિખ્યાત તે, સાચો દેવ સનાથ;
યાત્રાળુ આવે ઘણા, જુગલ જોડીને હાથ. (૪)
અનાથનો એ નાથ છે, દિલ તણો દરિઆવ;
ભક્ત જનને ભાવતો, સુમતિનાથ સ્વભાવ. (૫)
ગુણ ગણું શું એમના, પાર ન પામું છેક;
ડાહ્યાજન ડાહાપણ કરી, ગયા મૂકી મન ટેક. (૬)
ગયા કઇ ગુણ લેખતાં, પાર ન પામ્યા સઘ;
અઘાત શક્તિ એહની, અતુળિત બળ હદ. (૭)
દેવળ એનું દીપતું, દક્ષિણથી દરશાય;
શ્રાવકજન શાણા સહુ, પુજન કરવા જાય. (૮)
આંગી ધરાવે અંગશું, કુમકુમ કેશર આડ;
સુમતિનાથ સેવા કરી, લળી લડાવે લાડ. (૯)
કસ્તુરી કેશર ઘણાં, એકે છેજ બરાશ;
ધુપ દીપ નૈવેદ્ય ત્યાં, લાવી ધરાવે દાસ. (૧૦)

ચંદરવા ચોકે ઘણા, ગ્લાસ ગભારે જાણુ;
હાંડી અતિ રળિઆમણી, શોભે છે નિરવાણ. (૧૧)
ઝમરૂખ જોયાં ઝુલતાં, મણીમય મિનાકાર;
દિંગ થયો હું દેખીને, જળહળ જ્યોત પ્રકાશ. (૧૨)
ગુણીઅલ રૂડા ગોરજી, મૂનીજન કરે મુકામ;
પુજા ભણાવે પ્રેમથી, રાખીને દિલ હામ. (૧૩)
રૂધ્યામાં રાજી ઘણા, રોષ ન રાખે લેશ;
હસતું વદન છે એમનું, નહી રાગ નહિ દ્વેષ. (૧૪)
સ્તવન ભણે તીર્થંકરતણાં, ઝાંઝ તણો ઝમકાર;
મદંમૃતો મારો ફરે, મુખે કરે રણકાર. (૧૫)
તેમ તેમ દઈ તાલમાં, ઉલ્લાસમાં અણુસાર;
સાગ્રીતોને શીખવે, હસ્ત ઉપાડે હાર. (૧૬)
એ રીતે ઓચ્છવ ઘણો, કરે વાર તહેવાર;
આરતી જ્યારે આદરે, કરેજ ટાંકો ચાર. (૧૭)
વધતામાં વધતા વદે, ટાંક ધરીને ટેક;
આરતિ એ તો આદરે, આણી ઉર વિવેક. (૧૮)
કહાવે લક્ષ્મીરામ જે, શાણા શ્રાવક જંન;
પુજા કરતા પ્રેમથી, ધ્યાર ધરી પ્રતિદિન. (૧૯)
પુજા વિધી પુરણ થયે, અપાસરે હંગામ;
શ્રાવક જાએ સૌ મળી, તરવા તિમીર તમામ. (૨૦)
અપાસરે આવ્યા થકા, સાધુ સુણાવે શિષ્ય;

આદરવા અવીનાશી ને, જે છે જગના ઈશ. (૨૧)
આદરવે અવીનાશી ને, ભાગે ભવની ભૂખ;
જન્મમરણુ નિશ્ચે મટે, રતિભર રહે ન દુઃખ. (૨૨)
આરાધ્યે અવિનાશીને, ભાગી કોની ભૂખ;
તવન ઉપાડું તે તણું, દિલ ધરશો નહિ દુઃખ (૨૩)

---

## દેશી પ્રભાત.

પુજન કરો જન પ્રેમથી, આદિનાથ અનાદિ;
ભવદુઃખ તે તો ભોગવશે, નવ બેસે જનાદિ. પુજન.
મુનિજન મહેર કરી કહે, શીખ દેછેજ શાણી;
જૈનાશ્રિતો જન સૂણજો, કોણુ રાજા કે રાણી. પુજન.
પુજન કર્યા જે પ્રાણીએ, પામીઆ પદ મોટું;
ગ્રંથ જુઓજી જૈનનાં, વદવું નથી ખોટું. પુજન.
ભક્ત ભલાને ઉગારિઆ, આદ્ર કુમાર આદે;
અધમ પ્રાણીતો એ હતો, કહું શું એથી જાદે. પુજન.
મેઘકુમાર મોક્ષે ગયો, રાજા શ્રેણીકનો સુત;
શેઠ ધનોજી સુણ્યો હશે, ગયો જોડીને જુત. પુજન.
શાળીભદ્ર સુખ પામીઓ, વામીઆં દુઃખ મોટાં;
મહાવીર સ્વામીને ભજો, બીજાં સર્વે ગપોટાં. પુજન.
જૈનાશ્રિતો તમે જાળવો, જીવ જંતુને જાણી;
અભક્ષ અહાર કરો નહિ, છણી પીઓને પાણી. પુજન.

શંખારા શુભ સાચવો, વૃત દ્વાદશ પાળો;
પ્રભુજી સંગાથે પ્રિતડી, રેણુ પાકેથી ઝાળો. પુજન.
દાનશિઅળતપ સાચવો, ભાવ ભલેથી રાખો;
અરિહંત મુખેથી ઓચરો, જુઠ જાણી ન ભાખો. પુજન.
લક્ષ્મિશંકર કે લેખમાં, લખી રાખજો રૂડું;
વ્રત વિચારીને પાળજો, મન રાખો ન કુડુ. પુજન.

---

## દોહરા.

એ રીતે હરદમ કરે, યથા વિધી ઉપચાર;
જોયા જૈન જનો સઉ, નર સઘળાને નાર. (૧)
એમ કરતાં આવે જો, પજુસણના દીન પાસ;
તેમ તેમ શોભા સો ઘણી, વણિકો કેરે વાસ. (૨)
ચંદરવા ચોકે ઘણા, ઉલેચ હારો હાર;
ગલિચા ગોણ બિછાવિઆ, દેખું ઠારોઠાર. (૩)
આભૂષણ અતિ ઓપતાં, પહેર્યા પટકુળ સાર;
જીન જીનવર જંખી રહ્યાં, પુરણ લાગ્યો પ્યાર. (૪)
પડિક્રમણું કંઈ પ્રીતથી, નરગણના નોકાર;
સમાતમાં શાણી ઘણી, નજરે ભાળું નાર. (૫)
કંઇકે કંઈ આદર કર્યો, કંઈ આદરિઆ અઠ;
કંઇએ કામ ઘણાં કર્યા, છક આદરિઆ છઠ. (૬)
છઠ આદરિઆ છ જણે, ત્રણ આદરિઆ ત્રીશ;

એક તણો આંકો નહિ, ઘરદીઠ ઘરૂણી ઈશ. (૭)
એમ કરતાં આવીઓ, વેગે માસ વૈસાખ;
દેરામાં દરસન સમે, આવ્યો ધરિ અભિલાખ. (૮)
એવે સમે આવિ કરી, બેઠેલાં કો બાઈ;
સમાધિમાં શાણાં ઘણાં, તનમન એક લગાઈ. (૯)
ધાર લીધો કોણ પ્રેમદા, તનયા કોની તેહ;
નામ પૂછી નિશ્ચે કર્યું, દીધો કોને દેહ. (૧૦)
શા. હુકમચંદ દેવચંદ, શરમાળીમાં શેઠ;
મોતીલાલ મર્હુમ હતા, પુન્યવંતા કંઈ પેટ. (૧૧)
મર્હુમ મોતીલાલના, બહેચરભાઇ બલિહાર;
પાર્વતિ તન પ્રેમદા, નિરખોજી એ નાર. (૧૨)
અનોપચંદ રવચંદનાં, તનયા પામ્યાં તેજ;
[1]બાઇ દીવાળી દિકરી, જીનજીન જંખે એજ. (૧૩)
વૈધવ્ય પામ્યાં વીશથી, ભળીયાં ભક્તિ માંય;
પ્રતિદિન પ્રેમે આદરે, શેવા સમરણ ત્યાંય. (૧૪)
નાર નહિ એ નર જુઓ, ડા'પણમાં દરિઆવ;
અક્કલમાં એ આગળાં, ગુણ તણાં ગરકાવ. (૧૫)
નાણું ખરચે નવ ડરે, અપવાસે આરામ;
પડિક્રમણાં પ્રિતે કરે, નિશ્ચેથી નિષ્કામ. (૧૬)
દાન શિયળ તપ આદરે, ભલો ધરીને ભાવ;

---

૧. દીવાળી બાઈની દીકરી.

રાસ સુણે રૂડી રીતથી, નરકી તારણ નાવ. (૧૭)
અઠાઇમાં ઓછાં નહિ, છઠ આરહવે છેક;
જીનધર્મ જિણો ઘણો, અધુરો ભેદ ન એક. (૧૮)
વિદ્યા કે વિનોદમાં, સદગુણમાં સમરથ;
પિછાન છે પંડિત તણું, અધૂરો એકે ન અર્થ. (૧૯)
અધૂરાં નહી કંઇ એકમાં, પાઠ પુજાદિ કામ;
નાણું ખરચે નવ ડરે, હઈડે મોટી હામ. (૨૦)
એણે તો કરી હાલમાં, ઉજમણાની આશ;
સગાં સંબંધી તેડીઆં, પોતા કેરી પાસ. (૨૧)
મુન્યમને કે માં'મતિ, પુરૂષોત્તમ પરિઆણ;
સાજ સજ્જે સઉ સામટે, જીન જીવને કરો જાણ. (૨૨)
[1]અનમી અમદાવાદના, [2]મગન સુત મોતીચંદ;
ભગત હરીભાઇને લખો, કરમચંદ ફૂલચંદ. (૨૩)
હાક જુઓ હરિભાઇની, બહાદૂર ને બલિહાર;
ચરખા જે ચરબી તણા, છપને કીધો છાર. (૨૪)
ભલા ભલા ભાગી ગયા, સમશેર બજાવી શુર;
બારેસર બજી મુઆ, ચાવિ કીધા ચકચુર. (૨૫)
કોડે લખો કંકોતરી, ખંભાતે ધરી ખાંત;
પોપટશા, મુળચંદને, પછી લખો પુર પ્રાંત. (૨૬)

---

૧. કોઇને નમ્યું આપે નહિ તેવા ૨. એટલે મોતીચંદના સુત મગનલાલ.

## દેશી. કંકુ છાંટી કંકોત્રી મોકલો.

કહુંછું કોડે લખો કંકોતરી, ખરી ખાંત ધરીને ખંભાત;
પછી પુર પ્રાંત. ઉદ્યાપનમાં આવજો૦ (૧)
અમદાવાદ લખો અનમી આપણા, મગનલાલભાઈ;
મોતીચંદ સૂત=ફૂલચંદ, ઉજમણામાં આવજો૦ (૨)
બાપાલાલ ઝવેરીને જાણજો, આણજો ઉરમાં હરીભાઈ;
જોડો જોયો નાહી. ઉદ્યાપનમાં૦ (૩)
જોજો જેભાઈ માસ્તરને ભૂલી જતા, હતા એ તો સંમતીમાં સાથ;
ગણું શું ગુણ ગાય. ઉજમણામાં૦ (૪)
પ્રાક્ટીસ સ્કુલથી પધારો પ્રેમે કરી, આવો રૂડો છે અવસર આજ;
લઈ સેવા સાજ. ઉદ્યાપનમાં૦ (૫)
ખોળી જોતાં છે ખેડામાં[1] ખોરડાં, માજી મુન્યમજીઓ મનસુખ;
ધરો નહી દુઃખ. ઉજમણામાં૦ (૬)
ધ્યાન દઈ લખો ભાઈ ધોળકે, મન ગમતું મારૂં છે મોસાળ;
રૂડું છેરે સાળ. ઉદ્યાપનમાં૦ (૭)
બારેજામાં ભલા ભગુભાઈ લખો, ટેકી લખોને તલકચંદ;
જુદા જેના છંદ. ઉજમણામાં૦ (૮)
ઉદ્યાપનનો અવસર જાણી આસમે, મળી મહાજનને તેડ્યા મહારાજ;
પધારોને આજ, ઉદ્યાપનમાં૦ (૯)
વેગે વહેલા કહુંછું વૈશાખમાં, શુભ અષ્ટમીને શનીવાર;

---

=હરમચંદ ફૂલચંદ. ૧. મહોટાં ઘર.

પહેલે પક્ષસારૂં, ઉજમણામાં૦ (૧૦)
જળ લાવવાનો જોગ જાણજો, ઉપલો દિન કોન ન અજાણ;
દશમ ઉર આણ, ઉદ્યાપનમાં૦ (૧૧)
સમુસણુ રચના સોહામણી કુંભ સ્થાપનાનું કરૂં કામ;
ઉજમણુ છે નામ, ઉજમણામાં૦ (૧૨)
વરઘોડો ચૌદશ કેરો ચાલશે, જળ જાત્રાનો જાણોને જોગ;
વડો વૈભોગ. ઉદ્યાપનમાં૦ (૧૩)
પુર્ણિમાએ પ્રતિમા બિરાજશે, નક્કી જાણો નોકારશી દીન;
નહી મેશ મીન, ઉજમણામાં૦ (૧૪)
જીરે શોભા સરસથી વખાણીએ, વાલા તરફ વધામણી જાય;
આનંદ ઉર નવ માય, ઉદ્યાપનમાં૦ (૧૫)
જીરે વાજાં વાગે વડા યેગમાં, વાજે ઢોલ નગારાં નિશાન;
ઘણે ઘણે માન, ઉજમણામાં૦ (૧૬)
જીરે મંડપ રચ્યો નિજમહેલમાં, હાંડી તખતાથી ઓપે અનુપ
અરગજાનો ધૂપ, ઉદ્યાપનમાં૦ (૧૭)
મકનદાસે મંડપ રચ્યો મન દઈ, દાળજીના દેખોને એ તંન;
કહું ધન્ય ધન્ય, ઉજમણામાં૦ (૧૮)
મંડપ રચના મુખે કયમ વર્ણવું, વિશકર્મા વાળ્યો આડો આંક;
વદુ શું વાંણી રાંક, ઉદ્યાપનમાં૦ (૧૯)
સમુસણુની શોભા તો હું શું કહું, સાચા રચીઆ છે છોડા જે સાત
૧સૂરો સાક્ષાત, ઉજમણામાં૦ (૨૦)

---

૧. સ્વર્ગ દેવ.

જરી કામ જુઓ ઝળકે ઘણું, સાવ સઘળો સોનેરી સામાન;
વખાણું વિમાન, ઉદ્યાપનમાં૦ (૨૧)
હીરા માણેક હારમાંઓ, શોભતો માંહે સીડીનો ઘાટ;
સમુસણુ ઠાઠ. ઉજમણામાં૦ (૨૨)
દેરી રચના જુઓને દીપતી, વિશકર્માએ કીધો વિવેક;
વદુ શું વાણી એક. ઉદ્યાપનમાં૦ (૨૩)
સાંજ સમે ઈંદ્રાસન ઓપતું, દિવ્ય દિપનો દેખાવ;
હળી આવભાવ. ઉજમણામાં (૨૪)
ધુપ દીપ નૈવેદને આરતી, થાય અનુક્રમ આણી ઉલાસ;
પ્રભુજીની પાસ. ઉદ્યાપનમાં૦ (૨૫)
દાન દીધાં સૂણો કહું સાચી, જેવા દેવોને જોઇએ જેહ;
આપ્યાં સહુ તેહ. ઉજમણામાં૦ (૨૬)
જીરે ભાટ ભોજકને ભલાભલાં, મહીપતિ સરખાં માન;
દીધાં એણે દાન. ઉદ્યાપનમાં૦ (૨૭)
કવિજન પેરે કરૂણા કરી, રાખ્યો કવિત કહ્યું કંઈ એક;
તેનો પણ ટેક, ઉજમણામાં (૨૮)
બંદીજન આવી બોલે ઘણાં, દીલોદારનું દેખી મન;
કહે ધન્ય ધન્ય. ઉદ્યાપનમાં. (૨૯)
આપે આશીશ આવી અતિ ઘણી, સત વરસ શેઠાણી સપુત;
જીવો જેનું જુત. ઉજમણામાં૦ [૩૦]
ભલા ભાગ્યશાળી ભુમીમાં બની, પામરોને સહેજે પાળનારી;

વખા કેરી વારી. ઉદ્યાપનમાં૦ (૩૧)
ધન્ય દીવાળી બાઈની દીકરી, ધન્ય તારી જનેતાને જાણું;
સુનુન કોટાણું નિરભે ખર્ચ્યું નાણું, ઉજમણામાં. (૩૨)
ધન્ય મુન્યમ તારા બાપને, પુર્ણ ધાર્યું પુરૂષોત્તમ નામ;
કીધાં એવાં કામ. ઉદ્યાપનમાં૦ (૩૩)
એના સંકલ્પ દેવ સુધારજો, દેજો આશિષ લક્ષ્મિરામ;
રહેતા માતર ગામ. ઉજમણામાં. (૩૪)

---

## દોહરા.

દેખો દશ સહુસ્ર આ, બીજા બસેં બક્ષિસ;
જીન શાળામાં જાણીઆ, આપ્યા દ્યો આશિષ. (૧)
અનુક્રમ ઉદ્યાપન પુજા [કરી] ચૌદશ ચતુર સુજાણ;
વરઘોડો વેગે થકી [ચઢયો,] જળ જાત્રાનો જાણ. (૨)

---

## દોહરા.

સમસ્ત લઇ સામટી, મળી મળી [1]મોટા જંન;
મુનિ પધારો મહેરથી, કરવા આમંત્રણ. (૧)
ખાંત થકી ખેડે ગયા, શુરાજ સાંકળચંદ;
ફુલચંદ કાળીદાસના, હરખે હીરાચંદ. (૨)
બડવીર ભીખાભાઈના, ચુનીલાલ ચતુર;

---

૧. મહાજન.

નગીન કાળીદાસના, પૂરૂં જેનું પુર. (૩)
આદ્ય સોહાગી શેઠીઆ, હઇડે રાખી હામ;
મુનિ પાસે જઇ માગીયું, માતર કરો મુકામ. (૪)
અપાસરે કંઇ આવિએ, અમારડે અવિનાશ;
નર પામે નિર્વાણ ને, મુને પણ એ આશ. (૫)
ખ્યાતિ સુણી ખાંતે કરી, તાકીદે તમ પાસ;
અરજ ઉચરવા આવીઆ, છું શેવામાં દાસ. (૬)
અરજ સુણી કંઈ એમની, પધારિયા પન્યાસ;
વરધી વિજય વેગે થકી, વૈશાખે કીધો વાસ. (૭)
આદ્યમુનિજન આવિઆ, હિંમત વિજય આજ;
પ્રસનમુનિ પધારિઆ, શાંતિ વિજય મહારાજ. (૮)
વરધી વિજય વિખ્યાતછે, [1]દોશી ડેલા માંય;
અપાસરે ઓપી રહ્યા, ઉમેદ વિજય જયાંય. (૯)
ઉમેદવિજયના આ જુઓ, સમજુ શાણા શિષ્ય;
પધારિયા પન્યાશજી, દેવાને ઉદિશ. (૧૦)

---

## દેશી. કન્યાએ ક્રોધ જણાવીયોરે.—એ રાગ.

વરઘોડો વડી ધૂમથી, ચાલ્યો ચૌટાની માંય;
જળ રેલાવી જળ જાત્રા, કરશે આવીને આંય. વરઘોડો૦
રથ જે રૂડો રૂપા તણો રે, કીધો હાજર આંય;

---

૧. દોશીવાડાની પોળમાં ડેલાને મેડે અમદાવાદ.

આદિનાથ અતિ ઓપતા, પ્રિતે ધરાવ્યા માંય. વરઘોડો૦
ચાંદી જુઓ ચળકે ઘણી રે, માંહે સોનેરી સાજ;
ખેમચંદ ખાંતે ખેડવા, આવી બેઠા છે આજ. વરઘોડો૦
હઠીશંગનો એ તો જુઓ રે, સુત શાણો સુજાણ;
વિનય વિવેકી છે ઘણો, કીધો પંચે પ્રમાણ. વરઘોડો૦
રૂપ ગુણમાં રાજે ઘણો રે, પૂરતો પહેર્યો પોશાક;
આભૂષણ અતિ ઓપતાં રે, રથ ચલાવે ચાલાક. વરઘોડો૦
અરગજા ઊડે ઘણા રે, ઊડે નિરખે નિશાન;
શીબીર જુઓ માંહે શોભતું, કલ્પસૂત્ર કલ્યાણ. વરઘોડો૦
ત્રાંસાં વાગે તીખાં ઘણાં રે, તીખો તુરઈનો નાદ;
ધમકારે ઢોલ વાગે ઘણાં રે, વડા પડીઓ છે વાદ. વરઘોડો૦
વાજાં વાગે વડા વેગથીરે, પુંઠે પડે વમનાથ;
રણતૂર વાજે રાજતાં, જેનો સૂરો છે સાથ. વરઘોડો૦
સ્વાર પાળા શોભે ઘણા રે, ગરદી ઘણેરી થાય;
શોર પડયો સૂણે નહિ રે, ઝાડી ઘણેરી જાય. વરઘોડો૦
કોઇ છજે કોઈ છાપરે, કોઇ અટારી પાસ;
ચઢી જુએ જણ ગામનારે, આ દેસર અવિનાશ. વરઘોડો૦
ખબર જાણી ખાંતે કરીરે, જાણે જોવાને જોગ;
ચાર જોજનથી ચાલીનેરે, આવેલાછેરે લોક. વરઘોડો૦
આગે ચાલે અનમી ઘણારે, ફેરા*કંઇ ફોજદાર;

---

૧ જીગાજ્ઞાદનો. *મોટા દીલના.

પાછળ પોલીસ પાટીઓરે, ચાલે હારો હાર. વરઘોડો૦
સૂરજરામ સૂરા ઘણારે, બહાદૂરને બલિહાર;
આવી બિરાજ્યા આ તકે, રૂડા રક્ષણ હાર વરઘોડો૦
ઘોડાપર ગાજી રહ્યારે, મોહન માણેકલાલ;
હીરાચંદનાએ જુઓ, બંને બનીઆ છે બાળ.વરઘોડો૦
છડીદારે છડીઓ ગ્રહીરે, ચોપ મારે ચતુર;
ખમા ખમા કરી ખાંતથી; હાક મારે હજુર. વરઘોડો૦
જીવાભાઇ જાણે જુઓરે, દેખો છે એ દિવાન;
મહારાજ મોગરના કને, જેનું મોહુંરે માન. વરઘોડો૦
ત્રીજા તોરીપર ટેકમાંરે, તેનો તનુજ સુજાણ;
અંબાલાલ ઓપી રહ્યા, પંચ કીધા પ્રમાણ. વરઘોડો૦
જરકશી જામો પેરીઓરે, ઓઢી અનોપમ સાલ;
રાજવંશી કો રાજવી, એવો બનીઓછે બાળ. વરઘોડો૦
હણુ હણે ઘોડો એમનો, હૈયે હિંમત હાલ.
ચોથો ઘોડો ચમનલાલનોરે, બાપાલાલનો બાળ; વરઘોડો૦
પાંચમે ઘોડે પધારીઆ રે, આવી ઓછવલાલ;
મોહનલાલ મોટા તણા, બહુ બિરાજે બાલ વરઘોડો૦
વૈશ્નવો વીરા આવીઆરે, વડુ લાવીને વાલ;
શાબેલાના સંગમાં, સોંપ્યા શણગારી બાળ.વરઘોડો૦
સાકળલાલ શોભી રહ્યારે, મોહન મૂળચંદ બાળ;
શણગારીને સોંપીઆ, ઘોડા ગાજે રસાળ. વરઘોડો૦

વચમાં ચાલે વરણાગીઆરે, શાબેલા કંઈ શેઠ;
છાજે છત્રી સઉ સાથમાં, નયણે નિરખેજી નેટ. વરઘોડો૦
શાબેલો સંગ સોહામણો રે, નારી નૌતમ ગાય;
ઉચ્છવ થાય અતી ઘણો, કેણે કહ્યો ન જાય. વરઘોડો૦
માંડ જુઓ મોતી તણા રે, માથે મૂકી અનુપ;
ચાલે કેવળબા કોડમાં, સુંદર શોભે સ્વરૂપ. વરઘોડો૦
[1]વામન દીવો વડા વાલથી રે, લીધો લેવાને લાવ;
હોંશે હુકમચંદ દીકરી, ભલો ધરીને ભાવ. વરઘોડો૦
અબીલ ગુલાલ ઉડી રહ્યાંરે, છોળે છોળે છંટાય;
મધુરે સ્વર કંઈ માનની, મળીને મંગળ ગાય. વરઘોડો૦
આભૂષણો ઓપી રહ્યાં રે, પહેર્યાં પટકુળ સાર;
ગોરે વરણ ગોરી ઘણી, વૃદ્ધ જોબન બાળ. વરઘોડો૦
બાંએ બાજુબંધ બેરખા રે, કોટે એકાવળ હાર;
નેપુર પાયે રણઝણે રે, ઘુઘરી ઘમકાર. વરઘોડો૦
કળશ લઈ કંઈ કામની રે, જળ ભરવાને જાય;
ગોરી જુઓ ગજ ગામની, ચેતી ચાલવા જાય. વરઘોડો૦
શામા જુઓ કોઈ શામળી રે, મુગધા બાળ કિશોર;
મદમાંહે માતી માનુની, ચીત હરણ ચકોર. વરઘોડો૦
શણુઘટ તાણી સુંદરી રે, ગાય ગીત રસાળ;
ઇંદ્રાપુરી ઓપી રહી, ભલા દિન દયાળ. વરઘોડો૦

---

૧ રાગણુ.

વચમાં શીબીરરથ રાજતાંરે, ચાંદી ચળકે અપાર;
મધ્યે આદીનાથ ઓપતા, શું શું કહું શણગાર. વરઘોડો૦
ચોપદારો ચોપ મારતા, હાંક મારે હજુર;
હલમલ કરતા હારમાં, ચાંપે ચાલે ચતુર. વરઘોડો૦
એમ કરતાં આવીઆ રે, દિવ્ય ડેલાની માંય;
ધરમશાળા ધીંગી જુઓ, પ્રીતે પધરાવ્યા ત્યાંય. વરઘોડો૦
વેગે આવી વધાવિઆરે, પુજ્યા પાર્વતિ બાઈ;
વિશ્રાંતીવાસ આપ્યો અહીં, દીધો દેશન ત્યાંઇ. વરઘોડો૦
પાટ બીછાવી પ્રીતથી રે, ઉપર રૂડો ઓછાડ;
પધરાવ્યા પ્રેમે કરી, લળી લડાવ્યાં લાડ. વરઘોડો૦
પધરાવ્યા પ્રીતે કરી, સેવ્યા શાંતીસનાથ;
ચમર કરે ચારે મેરથી, શૂરો સેવક સાથ. વરઘોડો૦
પુજન થયે પાછા વળ્યારે, અનહદ પામી આશીષ;
ફુલેકું પાછું ફેરવ્યું, દિવ્ય દેરાની દિશ. વરઘોડો૦
લાણીઓલાગટપામીઆરે, જે કોઇ આવ્યાતા અંન;
સરવજનો સંતોખીઆ, નેટ નોકાર્શિ દિન. વરઘોડો૦
નોકારશી નવ નીતથીરે, જમ્યો સામટો સંગ;
જશ વાધ્યો જગમાં ઘણો, રૂડો રાખ્યો છે રંગ. વરઘોડો૦
પકવાને પાકો ઘણો રે, ગણો ગોરધનદાસ;
સુખડીઆએ સો ઘણી, ખાંત રાખીછે ખાસ. વરઘોડો૦
શીરો શોજનીઓ ભલોરે, મેવાની જો મીઠાશ;

બનાવ્યો બાદૂરએ જુઓ, ઘણો ગોરધનદાસ. વરઘોડો૦
વૈશ્નવો વીરા આવીઆ રે, મળવા મંડપની માંય;
મોહનલાલ મોટા જુઓ, આદ્ય આવ્યાતા આંય.વરઘોડો૦
અમદાવાદી ઘણા આવીઆરે,ખેડાને ખંભાત;
ધોળકેથી ધાઇ આવીઆ, શ્રાવકો સંઘ સાથ. વરઘોડો૦
ખેડેથી ખાંતે પધારીઆ રે, દેખો ડાકતર સાહેબ;
મણીલાલ માંહે બિરાજીને, સભા શોભાવી આપ. વરઘોડો૦
જુઓ જીવણભાઇ જોડમાંરે, દેખો ડેપોટી સાહેબ;
હજુર ડેપ્યુટી આવીને, માન આપ્યું એ માપ.વરઘોડો૦
મહેમદાવાદી મન માનતારે, નડીઆદી નરેશ;
સંઘ મળ્યો કંઇ સામટો, દેખો દેશો દેશ. વરઘોડો૦
હાથ ગરણું કઇ આપીને, ચાલ્યા ચતુર સુજાણ;
આશીષ પામી અતી ઘણા, લીધી લેવાની લાણ. વરઘોડો૦
શાળા જમાડી સામટીરે, બાળને કંઇ બાળ;
ગુરૂજી જમાડયા ગામના, રાંધી રશોઇ રસાળ. વરઘોડો૦
સૂપાર્શ્વનાથ સોહામણોરે, સાતમાની સુનાથ,
પ્રતમા પધરાવી પ્રેમશું, પાર્વતિ પોતાને હાથ. વરઘોડો૦
સાચા દેવ શોભે ઘણારે, જેની જમણીરેપાસ;
ગમતો ગવાક્ષ[1]બનાવીને, વેગે આપ્યો છે વાસ. વરઘોડો૦
આરસ અત્યુત્તમ વાપરી રે,કીધું કોરણી કામ;
શોભા તેની સરસ શું કહી, દશ શત ખરચ્યોછે દામ.વરઘોડો૦

---

૧. ગવાક્ષ=ગોખલો.

સંવત શોભીતો આઠનોરે, વડો વૈશાખ માસ;
લક્ષ્મિશંકર લેખમાં, વેગે રચીયો વિલાસ. વરઘોડો૦

## કુંડળીઓ.

ઉજમણું ઉથાપન કરી, સંતોખ્યા સઉદેવ;
નાણું ખરચ્યે નવ ડરે પડી પાર્વતિ ટેવ.
પડી પાર્વતિ ટેવ, નથી છપને કંઈ છાની;
મુકી ગયા કંઈ માન, ગયા ગુણવંતા જ્ઞાની.
ભલા ભલા ભાગી ગયા, શેઠાણી ઉર સાંભર્યું;
કોઠાર કીધા કુરબાન, ઊજમણું આ આદર્યું. ૧

## મનહર છંદ.

કાજ જેનાં રૂડા કહુ, સાંભળજો જન સહુ;
હાલમાં કીધી ન હેલી, મેઘ રાજ ગયો મેલી.
પ્રથમતો પેખ્યો નહિ, વીજળીનો વડોભાઈ;
ચરવા ચારો ન મળે, પડે ઢોર પળે પળે.
વનતણી વનકટી, ઘણાં પાન ગયાં ઘટી;
ખેડુતો ખુવાર થયા, વૃક્ષ તણા વંશ ગયા.
છપને છટકી વાતો, પાધરો ન ગોઠયો પાટો;
ગરીબ અનાથ જન, ઘેર ઘેર માગે અંન.
દયા તેના દીલ બહુ, દીઠી મેં એ [2]વારમાં;

૨. છપનામાં.

ગરીબ જનોને બાલી, દુઃખના દવારમાં.
રીસથી ગયો રીસાઈ આવ્યો નહી હારમા;
લાગટ ઉઠાડે કરીને કળે, (પડયા) મરકીના મારમાં.
ભૂખતો ભૂંડી ન મટી, મરી ચાલ્યાં માળમાં;
નરો નિરાધાર થયા, છપનાની છારમાં.
હામહારી કૈ કૈ હાટો, બંધ કીધા બારમાં;
પેટ માટે પુત્ર ધન, સોંપી દે સવારમાં.
પુત્ર સોંપી પાંચ લીધા, દાણા કોએ નહીં દીધા;
લાભ જેવો લેવો ઘટે, મનુષ્યનું દુઃખ મટે.
લોભીઆને લાજ નહી, ખાજ આલ ખાળુ કંઈ;
જાણ્યું જે જશેજ હાવે, ફરી ફેરો નહિ આવે.
વરસાદ વેલો થઇ, આવી લાગશે જો અહીં;
મોટા મોટા માન મુકી, કંઇક તો દેવાળાં ફુંકી.
આવે નાણું આપે નહી, એકના અનેક લઈ;
હળાહળ અતી હાલે, ગામમાં ગવાડો ચાલે.
કુટીલીઓ કામ કીધાં, ધાન ધમકાવી લીધાં;
કૈક કીધાં કામ કાળાં, જોઈ તક ભાગ્યાં તાળાં.
ધની ને તો ધાન મળે, કુટીલો કાઢી લે કળે;
પેટીયું પુરૂં ન મળે, ગરીબ બિચારા બળે.
મળ્યો નહિ મેઘ જ્યારે, દુઃખ પામ્યા દીન ત્યારે;
કોઠારો જે કણુ તણા, કીધા કુરબાન ઘણા.

ઘણા ઘણા જોયા જંન, હળાહળ મોઘું અંન;
લોક બોલે ઠામ ઠામ, ધન્ય માતર પુરી ગામ.
કહે પછી લક્ષ્મિરામ, ધન્ય તારાં રૂડાં કામ;
મૂન્યમ તો મોટા હજો, નીત્ય કામ આવાં થજો.
ઘણા ઘણા આવે જંન, દશ દૂરથી જોજન;
વેપારી વડાજ ખીધા, તેજ આવે તારમાં;
વડા તો ચાલે એ ચટે, વેપારી એ વારમાં.
એકેના અનેક લઇ, ભરૂજ ભંઠારમાં;
દુકાળમાં દેતા ફાવે, લોકતણી લારમાં.
તો તો મારી માઠી થઈ, વળે શું વખારમાં;
ચતુરો તો ગયા ચુકી, પૈસા તણા પ્યારમાં.
અધીર તો એવી થઈ, તેજ આવે તારમાં;
ભુંડા જનો ભર્યે ગાલે, બોલીઓ બજારમાં;
પાપી પામ્યા પાકાં સીધાં, વખતે એ વારમાં;
પૂરાં હતાં પેચવાળાં, દીધાં જે દ્વારમાં.
પામરો પુરૂ ન મળે, અન જે અહારમાં;
છાપરાં છોડીને વળે, જવા માંડયું જયારમાં.
શાણા શેઠ ચઢી ભારે, ગરીબોની વારમાં;
મફ્ત રાખી ન મણા, ભુખાઓની લારમાં.
પાર્વતિ થયાં પ્રસન, વખાણું આ વારમાં;
કોએ નહીં કીધું આમ, ધન્ય તારી હામને.

લખવા મળે ન ઠામ, વર્ણવું શા કામને;
લક્ષ્મી પ્રભુ તેને દેજો, ગણ્યા નહી ઠામને.
આપી અનાથોને અન્ન, રાજી કિધા રામને;

---

## દોહરા ( ઉત્પ્રેક્ષા. )

લક્ષ્મીબઇ દીન એકમાં, લેવા લાગી લાગ;
કંજુસ હાથે કાં પડી, કહી કીધો અનુરાગ.
અનુરાગી એ આથડયાં, પહોંચ્યાં પાર્વતિ પાસ;
સંતાઈ સોડે રહ્યાં, વળતી કીધો વાસ.
ખરચે પણ ખૂટે નહિ, ખરચે ખટ ઘણી થાય;
પુન્ય કર્યા કંઈ પરભવે, પામ્યાં તેજ વસાય.
લક્ષ પતિ તો લોકમાં, કે'વાયા કંઈ ક્રોડ;
આજ સમે આ કામમાં, જોયો નહી કો જોડ.

---

## ઉથલો.

### દોહરા.

ધન્ય પાર્વતિ પ્રેમદા, ધન્ય તિહારૂ કામ;
ધન્ય પિતા તુજ માતને, ધન્ય શ્વસુરનું ધામ.

---

## દેશી બિલાવર.

ધન્ય પાર્વતિ તું પ્રેમદા, ધન્ય તિહારૂ કામ;

ધન્ય પિતા તુજ માતને, ધન્ય સ્વસુરનું ધામ. ધન્ય૦
નાના સાથે નાનડાં, મોટા સાથે અમીન;
સ્વભાવે સોહામણાં, નવ દીસો મલીન. ધન્ય૦
મેળાવી મોટા તણો, પુન્યમ પૃથ્વીરાજ;
માગણ કેરા માળવા, અહીં જોયા મેં આજ. ધન્ય૦
છપને જ્યારે છટકી ગયો, નાઠ્યો વીજળીનો વીર;
મોટા મોટા કંઇ મારથી, ધારી ન શકયા ધીર. ધન્ય૦
એવે સમે શેઠાણીએ, ખાંતે ખોલી વખાર;
ધરમે ધીરીને આપવા, માંડ્યું માગણ હાર. ધન્ય૦
અંન માંડસું કંઈ આપવા રે, આપી લે આશીષ;
માગણ આવે માગવા, ટોળે દેખું ત્રીસ. ધન્ય૦
ટોળે આવે ટેલીઆ રે, વળી વિપ્ર વિશેક;
ભરથરી આવે ભાલના, સુણી શેઠનો નેક. ધન્ય૦
વેગ થકી વહી આવતાં, શોધી શેઠાણી ધામ;
પેટ પુરણ પામી કરી, વળે વખાણી હામ. ધન્ય૦
ગરીબજનો કંઈ ગામના, લેવા આવે લાર;
આશિષ આપે અતિ ઘણી, પામી અંનનો હાર. ધન્ય૦
કંઇ એક આવે કોઢીઆ, આવે કંઇક અપંગ;
ખાખી આવે ખોળતા, ધરી ધીર ઉમંગ. ધન્ય૦
દોર ચડયા મેં દીઠડા, ગોડીઆ ઘણીવાર;
ભેંડીએ આવે ખોળતા, દિનમાં દસવાર. ધન્ય૦

સર્વજનો સંતોખીઆ, યથા શક્તિ એ રીત;
દીઠું તેવું દાખવ્યું, ખરૂં માનો ખચીત. ધન્ય૦
મહાજનને માન આપ્યુંમળીરે, આપ્યું શાણી સરકાર;
સભા ભરીને સામટું, ધન્ય દીલોદાર. ધન્ય૦
કાજ તારાં કંઇ કારમાં રે, લખતાં પામું ન લાગ;
પરમાર્થે પ્રીતિ ઘણી, જોઇ જાગો જાગ. ધન્ય૦
પચાસના પોસ માસમાંરે, પાલીટાણે પ્રવાસ;
સંગ ચલાવી સામટો, ખર્ચ કીધો છે ખાસ. ધન્ય૦
પોપટશા પ્રીતે થયા રે, શાણા સંઘવી જાણ;
મૂળચંદશાના મૂળથી, ખંભાતે જેની ખાણ. ધન્ય૦
વિરચંદ વિવેકી વાણિઆરે, ખોળો ખેડામાં વાસ;
આગેવાન એતો થયા, પ્રભુદાસના દાસ. ધન્ય૦
માણી મુન્યમ મનસુખરામજે, સૂરા સમજુ છે સાથ;
શંઘ બધાનો સામટો, હિસાબ એમને હાથ. ધન્ય૦
જાણો જસરાજશીનાદિકરારે, શીખે શેઠ કહેવાય;
ખેડામાં ખાંતે જુઓ, લાજવાન લેવાય. ધન્ય૦
બારેજાના બે જુઓ, ભગુભાઇ મોતીચંદ;
લઘુ સુત લાયક ઘણા, ટેકી તલકચંદ. ધન્ય૦
શંઘ ચલાવ્યો શોભીતોરે, નાને મોટે મુકામ;
મદદ આપી જુઓ મહામતિ, ખરચ્યો ખટ ઘણો દામ. ધન્ય૦
ધોળકામાં ધન વાપરી રે, લાણું કીધાનો લાવ;

પુર્ણ લીધો બાઇ પાર્વતી, વળી જુઓ આવભાવ. ધન્ય૦
પ્રતમા પધરાવી કોઇ જગે, આપ્યો કંઇ જગ આરામ;
કોઇ જગે શંઘ જમાડીયા, કોઇ જગ નોકાર્શિ નામ. ધન્ય૦
પાલીતાણે પહોંચ્યા પછી, પ્રભુ કરવા પ્રસંન;
દાન દીધામાં નહિ મણા, જેનું મોટું છે મંન. ધન્ય૦
સાચા મોતીનો સાથીઓરે, પુર્યો આણીને પ્રીત;
મધ્યે જુઓ મોર મુકીને, લૂંટાવ્યા છે એ રીત. ધન્ય૦
ન્યાલ કીધા ભાટ ભોજકોરે, લીધો લાખેણો લાવ;
પુર પ્રત્યે પાછાં ફર્યાં, ઉણો નહિ આવભાવ. ધન્ય૦
દશ સહસ્ર ટકો અહીંરે, નાણું ખરચ્યું છે નેટ;
પાંચ સહસ્ર પુરા જુઓ, છપને ખરચ્યા છે શેઠ. ધન્ય૦
આંબલીમાં ખોળી જુઓરે, બધા બારસે દામ;
આવી અપાશરો આપીઓ, કર્યું રૂડેરૂં કામ. ધન્ય૦
કોડમાં કાર્ય મોટું કર્યું, પ્રતમા પધરાવી ત્યાંય;
મૂળ નાયકની થાપના, ખરચ્યા પંદરસે જ્યાંય. ધન્ય૦
એકસો એકાવન આપીયારે, રથ શેવામાં રીત;
અનુમાન એથી થાય છે, પુન્યમાં ઘણી પ્રીત. ધન્ય૦
વળી જુઓ પ્રતિ વર્ષમાં રે, આવે હજીરાનો શંઘ;
આગેવાન હરીલાલ છે, જેને ઉર ઉમંગ. ધન્ય૦
હરીલાલ એતો જુઓ રે, નારણદાસનું નૂર;
પુન્ય પ્રતાપી એ ઘણો, શંઘ કાઢીને સૂર, ધન્ય૦

શેઠાણી સંઘ જમાડવા રે, વીશશત મુકયા છે દામ;
વ્યાજ તેનામાંથી આવતુ, ખર્ચ કરે છે આમ. ધન્ય૦
વીશે વૈધવ્ય પામીને, નથી ગમાવ્યુ નૂર;
ઝીલ્યો ધરમ જે જીનનો, આઘે ઉતાર્યો ઉર. ધન્ય૦
દાન શીયળ તપ આચર્યાંરે, ભલો રાખીને ભાવ;
અરીહંત તમને આપશે, નરકી તારણ નાવ. ધન્ય૦
શ્રોતા સજન સૂણીને, ધરશો નહિ રોશ;
દીઠું તેવું દાખવું, દ્વેશે મુકો ન દોષ. ધન્ય૦

---

## કહ્યું છે કે [ દોહરો. ]

જનની જણુતો દ્વિજનો, કાં દાતા કાં સૂર;
નીકર રહેજે વાંઝણી, મત ગમાવીશ નૂર. (૧)
હરી ભજતી બેટી ભલી, પુત ભયા કપુત;
કાળી[1] ગળેદો અંચળા, નહી દુધ કે મુત. (૨)

---

## માટે દોહરા.

ધર્મ ધરો ધનવંતનો, બજવ્યો બાદુર શેઠ;
અધીકો એથી ચાલશે (સબલ) વાંચો વીરા હેઠ. (૧)

---

દામ=રૂપિઆ, ૧. કાળી=બકરી.

## દેશી વણઝારાની.

ધર્મ કહું ધનવંતના સુણો શેઠીયારે,
ધનદાટીને ધાંણમાંય બનો નહીં વેઠીઆરે. ટેક.

ધર્મ તમારા ધ્યાનમાં સુણો० લઈ લાગોને શુભકામ બનો०
ખાઓ પીઓ ખુબી કરો ,, આપો અનાથને અંનદાન ,,
ઉત્તમ દાન અનાજનું ,, એથકી દાન બીજાં સઉહેઠ,,
ધર્મશાળા ધીંગી રચો ,, વટેમાર્ગુ લે વિશ્રામ ,,
પરબ કરી પાણી ભરો ,, પ્યાસી આવી કરે જયાંપાન,,
વાવ કુવા વડા રચો ,, નવાં રચો ફરીને નવાણ ,,
નામ તમારાનું તમે ,, નીતિકાજ રચોને નિશાન ,,
ધન તમારાં ધીરીને ,, ઉદ્યમેજ લગાડોને લોક ,,
શાળા રચો સોહામણી ,, જેમાં ઔષધ થાય હમેશ ,,
દવા કરો જન દર્દિને ,, એતો આશિશ આપે અષેશ,,
જન અપંગજ જોઇને ,, હશી હાસ્ય કરોન કોવાર ,,
દેહ પોતાનો દિવ્ય છે ,, ગૌર વરણ દેખે ને ગુમાન ,,
ગુણ નહિ ગુમાનમાં ,, નક્કી નાખે એ નાંક નિદાન,,
ભાળી ભીખારી જનને ,, આપો અંન તણોજ આહાર,,
પરધન પરસુખ દેખીને ,, અદેખાઇ કરે તે અજાણ ,,
પુર્વે કર્યા તે પામીઆ ,, એમાં લાગે ન કોનું લગાર,,
પાપ થકી પડાવી લ્યો ,, ભલે ભુલાવી લ્યો ભગવાન,,
વિઘ્ન પડે વિચારશો ,, કદી કરશો ન એવાં કાજ ,,

દિવ્ય દુકાનો દેશમાં સુણો૦ કાઢી કણ ભરો ને કોઠાર ,,
કોઠાર ભરેલા કણ જુઓ ,, આપે વિકટ સમે એ વાર ,,
શહેર સુધારો સંપીને ,, જેથી સહેજ મળે સામાન,,
વળી વિદેશ વિચરો ,, લાવો હજાર લાખ કરોડ ,,
હોંશ ધરો હૈયા વિષે ,, હારી જશો ન હેબકી હામ,,
પ્રીત ધરો પરમાર્થે ,, જીતો જગત તણું જન જાળ,,
કાજ તમારાંને કવી ,, લખી રાખશે લોકમાં નામ ,,
ધન ખરચો ધન વાવરો ,, કદી કૃપણ કરો નહિ કામ ,,
પુર્વે કર્યા તે પામીઆ ,, પામો આજનું આગે જન્મ,,
પુસ્તક આ પ્રેમે કરી ,, વાંચો વાલ ધરીને વિશેક ,,
ધર્મ સૂણી ધનવંતના ,, યથા શક્તિ પાળોનેઅમાપ,,
ધનવંતો ધન્ય કહુ ,, કદી કર્મ ન કરો કોઠાર ,,
ફરી ફરી નહિ મળે ફાયદો,, માટે ચેતી લ્યો ચિત્ત સાથ,,
છેવટ સપુત શેઠાણીનો ,, કંઇ દાખલો લ્યો દિલ સાથ,,
જન એણે કંઇ જાળવ્યાં ,, ખરે ખેડીએ ખાઇને ખોટ ,,
કોઠારો જે કણ તણા ,, કંઇ કિધેલા કુરબાન ,,
લાભ થકી લલચાઇને ,, નથી કીધો કોઇને નકાર ,,
ગાડાં આવ્યાં કોઇ ગામનાં,, કણ નાંખી ગયા કોઠાર ,,
કયાં થકી કોણે મોકલ્યાં ,, નથી લાગ્યો એ પત્તો લગાર,,
મદદ જુઓ મહાપ્રભુની ,, હાર હુંડી નથી એ અજાણ ,,
દાખલો દીલ સાથે લઇ ,, કરો કાજ રીઝે કિરતાર ,,

# પુસ્તક પુર્ણાહુતિ.

પુસ્તક આ પૂરણ કરી, જસ આપું જગદીશ;
બીજે બહાદુર શેઠને, આપુછું આશિષ. (૧)
ત્રિજે મુની મહારાજને, આપ્યાં જેણે જ્ઞાન;
સન્માર્ગ સૂઝયો નહિ; ભક્તિનું થયું ભાન. (૨)
ભક્તિ ભવદુઃખ ભાગશે, આળસને અજ્ઞાન;
તિમિરટળે ત્રણ લોકનું, બીજા ભવનું થાશે ભાન.(૩)
હતા મનોરથ મન વિષે, એવી પુરી આશ;
કહાવે લક્ષ્મિરામને, નિજ ગુરૂ કેરો દાસ. (૪)
જીલ્લો ખેડા શોભતો, ગુર્જરપ્રાંતની માંય;
મણિમય માતર ગામ છે, કવિજન રહેછે ત્યાંય. (૫)
શ્રોતા સજ્જન સુણીને, ધરશો મનમાં ટેક;
હ્રસ્વ દિર્ઘ સમજુ નહિ; માત્રા મેળ વિશેક. (૬)
ભૂલ હશે તો માફશો, કરશો દર ગુજર;
સાહ્ય નથી જન કોઈની, એક વિના ભૂધર. (૭)
આધન જાચું ઇશ કને, તપો અચળ આ તેજ;
સકળ સમાજ સુખી રહે, કવિજન માગે એજ. (૮)

